॥ श्री गणेशायनमः ॥

"जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी"

# रा' नवघण



# નાટકના ગાયનો

## શ્રી રમાકાન્ત નાટક સમાજ માટે

પ્રયોજક તથા પ્રકાશક

અમૃતલાલ એમ. આઇ. આશારામ ઓઝા

લેખક

કવિ રામજીભાઇ નાગરભાઇ મ્હેતા (વલસાડ)

આવૃત્તિ ૨ જી     પ્રત ૩૦૦૦



સંવત ૧૯૭૭     સને ૧૯૨૧

મૂલ્ય ત્રણ આના

# વિજ્ઞપ્તી

સુજ્ઞ પ્રેક્ષકજનો !

પૃથ્વિપુત્ર અને, જરાસંધ પછી આ મારો ત્રીજો નાટ્ય પ્રયોગ આ રંગ ભુમિપર આજે રજુ થાય છે. જેવી રીતે મ્હારા પ્રથમના બે પ્રયોગોમાં મને સફળતા પ્રાપ્ત થઇ છે અને લોકરૂચીને મારી શક્તિ પ્રમાણે અનુસરી શક્યો છું તેવીજ રીતે આ નાટકને પ્રજાપ્રિય બનાવવા માટે શ્રી રમાકાન્ત નાટક સમાજના સુશિક્ષિત માલેક તરફથી મને જે મદદ મળી છે તેને માટે આ સ્થળે હું તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું સુજ્ઞ પ્રેક્ષકગણો પણ આ પ્રયોગને હંસ ક્ષીરવત્ યોગ્ય ન્યાય આપશો એવી આશા છે.

ગુરૂવાર વઇશાખ કૃષ્ણ આરા
એકાદશી ૨૭ જુન સને ૧૯૨૧
સુર્યપ્રકાશ પ્રીન્ટર સુરત.

પ્રજાનો નમ્ર સેવક
કવિ રામજીભાઇ નાગર
ભાઇ મહેતા!

શ્રીમદ્દવાઘ સદ્દગુરવે નમઃ

# રા' નવઘણ.

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.

### અંક પહેલો

પ્રારંભમાં પ્રાર્થના—આદ નાટય વસ્તુ સુચન.

પ્રવેશ ૧લો—સ્થળ ગિરિનાર ઉપર દેવાલય.

શીકારે નીકળેલા રા. કવાટનું સહકુટુંબ યાત્રાર્થે નીકળેલા દંડકરાજની પુત્રી ઉપર મોહાશકત થવું. અચાનક નીતિમાન પુત્ર નવઘણનું આવી ચડવું. પીતાના અત્યાચારનો અટકાવ. પીતા પુત્ર વચ્ચે તકરાર કચ્છના રા. લાખાફુલાણીએ વચમાં પડી સમાધાન કરવું. ટેબ્લો.

પ્રવેશ ૨જો—આચરનું મકાન.

પોતાની બાયડીને ઘેર તેડી જવા હરસમનું પોતાના નોકર સાથે સાસરે આવવું. હીરબાઇની હઠ. સસરાની ગેર હાજરીમાં હીરબાઇનું હરણ કરી જવું.

પ્રવેશ ૩જો—ગિરિનારની તળેટીમાં દંડકરાજની શિબિર.

નવઘણના ગુણથી મુગ્ધ થએલી કાન્તાનો સખીઓ સહ વિનોદ, ઉત્તમ અતિથી સત્કાર અને રૂપ ચાતુર્યની

મોહીત થયેલી કાંતાની નવઘણ પાસે પ્રેમની યાચના. નવઘણનો સ્વીકાર.

પ્રવેશ ૪થો—સ્થળ પાટણ, મૂળરાજનો મહાલય.

દંડકરાજ ઉપર ગુજરેલા અત્યાચારના સમાચાર, મૂળરાજ તથા કર્ણસીંહની ઉશકેરાઇ વેર લેવાની પ્રતિજ્ઞા સૈન્યની તઇયારી, કાન્તાની મુંઝવણ, નવઘણને ચેતવવા પુરૂષવેશે જવાની તઇયારી.

પ્રવેશ ૫મો—સ્થળ ઓડીદરનેસ. દેવાઇતનું મકાન.

સ્વદેશપ્રેમી દેવાઇતકન્યા જેહલની સમાનવયની સહીઓ સાથે દેશ સેવા સંબંધી ચર્ચા. દેવાઇત તથા સામંતરાજની સોલંકીના સૈન્યને રોકવાની તથા શા. કવાટને ચેતવવા જુનાગઢ જવાની તઇયારી.

પ્રવેશ ૬ઠો—જુનાગઢમાં હરભમનું મકાન.

હરણ કરી લાવેલી હીરબાઇ સાથે હરભમના ઘરસંસારનું ચિત્ર. સોલંકી લશ્કર સાથે આવેલા બાચરે જમાઇ સાથે તકરાર કરી હીરબાઇને પાછી પોતાની સાથે લઇ જવી.

પ્રવેશ ૭મો—નવઘણનું શયનગૃહ.

નીદ્રાવશ થયેલ કુમાર નવઘણનું ખુન કરવા જતા શા. કવાટને ગુપ્તવેશમાં છુપાયેલી કાંતા તથા મોંઘીબાએ

આવી અટકાવ કરવો. દેવાઇંત તથા કાંતાએ યુદ્ધના સમાચાર આપવા. સ્ત્રીપુત્રને દેવાઇતને ત્યાં રાખી રા. કવાટનું લાખાસંગે રણક્ષેત્રમાં પ્રયાણ કરવું.

પ્રવેશ ૯મો—રણક્ષેત્ર.

રા. કવાટના તથા સોલંકીના સૈન્ય વચ્ચે ભયંકર યુદ્ધ, રા. કવાટનું પડવું. લાખાનું પલાયન થવું. ટેબ્લો.



# અંક ૨ જો

પ્રવેશ ૧લો—સ્થળ બોડીદરનેસ.

જેહલ, કાંતા તથા નવઘણુ વચ્ચે પરસ્પર આનંદ વિનોદ.

પ્રવેશ ૨જો—દેવાઈતનું મકાન.

દેવાઇતને ત્યાં રહેલ મોંઘીબા તથા નવઘણને રા. કવાટના પતનના સમાચાર, સર્વેનું દિલગીર થવું. નવઘણુ કાંતા તથા મોંઘીબાને આશ્વાસન આપી રા. લાખાએ પોતાની સાથે કચ્છ લઇ જવા. દારૂડીયા બીજલની દારૂ પીવા માટે છ આનાના પઇસા માટે પોતાના ભાઇ દેવાઈત સાથે તકરાર. વેર લેવાના ઝનુનથી બીજલનું ચાલ્યા જવું. બાદ કણુંસીંકુની બાતમી મેળવવા દેવાઇતનું જુનાગઢ જવું.

પ્રવેશ ૩જો—જુનાગઢમાં હીંદુ હોટલ.

હોટલમાં ચાહ પીવા ભેગા થયેલા જુદી જુદી કોમોના સદ્‌ગૃહસ્થોને મહાત્મા દેવાઇતનો બોધ. ચાહથી થતા ગેરફાયદાનો આદર્શ ચિતાર. જનસમુહનો ચા નહિ પીવા માટે અસહકાર. હોટલના માલીકનો ક્રોધ.

પ્રવેશ ૪થો—પાટણ મહોલ્લો.

હીરબાઈને પાછી પોતાને ઘેર તેડી જવા હરખમનું ગાગરીયા ભટ્ટ બની મોહલ્લામાં કથા કરવી. હીરબાઈનું

કથા સાંભળવા ભક્તો સાથે આવવું અને ભટ્ટની સાથે પ્રેમમાં લપટાવું. અચાનક ખાચરના આવાવથી પોગળ ફુટી જવું.

**પ્રવેશ ૫ મો—ખેતરમાં ગરીબ મજુરનું રહેઠાણ.**

મજુરી કરી તથા રેંટીયો કાંતી કુટુંબનું ગુજરાન ચલાવતા ગરીબ ખેડુત ઉપર કર્ણસીંહના અનુચર હીમાગનો જુલમ—અત્યાચાર મહાત્મા દેવાઇત તથા અસહકારી મંડળનું વચમાં પડવું દુઃખી ગરીબ મજુર કુટુંબનો અંત તથા કર્ણસીંહની ક્રુરતા, મહાત્મા દેવાઇતનું કેદ પકડાવું.

**પ્રવેશ ૬ ઠો—કચ્છ, નવઘણનો મહાલય.**

પુરૂષ વેશમાં રહેલી કાન્તાનું નવઘણ પાસે પ્રગટ થવું. વિશુદ્ધ પ્રેમવિનોદ.

**પ્રવેશ ૭ મો—પાટણ. મહોલ્લો.**

વંઠેલ હરિબાઇનું જાહેર લીલામ. શ્રીમંત શેઠ બની હરભમે તેને ખરીદ કરવી.

**પ્રવેશ ૮ મો—જુનાગઢ. કર્ણસીંહનો મહાલય.**

કર્ણસીંહને નવઘણનો નાશ કરવાની ચીંતા. નવઘણને મહાત્મા દેવાઇતના ઘરમાં છુપાવ્યો છે એવા સમાચાર બીજલે આવી આપવા. મહાત્મા તથા તેના સાતે છોકરાને પકડી મંગાવવા

નવઘણુનો છુપાવ્યા બદલ મહાત્મા ઉપર રાજદ્રોહનો આરોપ નવઘણુને છુપાવ્યાનો ઇન્કાર. પોતાના સાતે બાળકો નો વધ કરી પોતાની અડગ સ્વામીભકતીની કસોટી કરી બતાવવી. ઈર્ષાથી પોતાના ભાઇના બાળકોનો વધ કરાવનાર બીજલનું કર્ણસીંહની ગોળીથી ઠાર થવું.

પ્રવેશ ૯ મો—જેહલ. સામંતનો નીર્દોષ આનંદ. બાંદી માગે આવી બન્નેને કેદ કરી, જુનાગઢ લઇ જવા.

પ્રવેશ ૧૦ મો—કચ્છ. લાખાનો મહાલય.

કાન્તાનો સહચરી સાથ વિનોદ. પોતાના દેશની થતી દુર્દશા તથા મહાત્મા દેવાઇત કુટુંબ ઉપર કર્ણસીંહે ગુજારેલા જુલમના સમાચાર. પીતાનું વેર લેવા અને મહાત્માને મુક્ત કરવા પોતાનું રાજ પુનઃ મેળવવા લાખા સંગે ચઢાઈ લઈ જવાની તૈયારી.

પ્રવેશ ૧૧ મો—જુનાગઢ જેલખાનું.

મહાત્મા દેવાઇત, સામંત, જેહલ ઉપર ગુજરતો જુલમ. કાન્તા કર્ણસીંહ વચ્ચે લડાઇ. બાદ લાખા તથા નવઘણનું આક્રમણ. કર્ણસીંહનો પરાજય તથા કેદ પકડાવું. ટેબ્લો.



## અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો—દરબાર.**

પોતાનું રાજ્ય પુનઃ પ્રાપ્ત થવાથી નવઘણ લાખાનો સંતોષ. કર્ણસીંહને દેશપારની શીક્ષા મહાત્મા દેવાઈતને આશ્વાસન તથા પુરસ્કાર.

**પ્રવેશ ૨ જો—ઓડીદર પાસેનું અરણ્ય.**

વનવિહાર કરવા નીકળેલી જેહલ પાસે શીકારે નીકળેલા સીંધના શાહજાદા હમ્મીરે મોહાસકત થઈ પ્રેમની માંગણી કરવી. જેહલની મુંઝવણ. એક માસની જાહેતલ માગવી. બાદ સામંતને ગુપ્ત રીતે નવઘણ ઉપર પત્ર લખી આપી પોતાનાં બચાવ માટે આવવા જુનાગઢ મોકલવો

**પ્રવેશ ૩ જો—જુનાગઢ, રાજમહેલ.**

પત્ર લઈ સામંતનું નવઘણ પાસે આવી પહોંચવું, બ્હેનનાં બચાવ અર્થે સૈન્ય સહિત નવઘણનું નીકળી પડવું.

**પ્રવેશ ૪ થો—ઘોર જંગલ.**

ભયંકર રોગથી પીડાતા પાપી કર્ણસીંહનો પશ્ચાતાપ, પાપીને પાપ કર્મની ભયંકર શીક્ષા. જેહલના બચાવ અર્થે જતા કાન્તા નવઘણનો મેળાપ. ભાઇને દુઃખમુકત કરવ કાન્તાની દેવીની સ્તુતિ. દેવીએ પ્રગટ થઇ કર્ણસીંહને ..

મુક્ત કરી, નવઘણને દીવ્ય તલવારની પ્રસાદી આપી આશીર્વાદ આપવો.

**પ્રવેશ ૫ મો**—હરાજીમાંથી ખરીદ કરેલી હીરબાઈ તથા હરભામનો કુંભારના ચાકડા જેવો ઘરસંસાર. ખાચર પાસે બધો ભેદ ખોલવો. બાદ સર્વનું સુધરી જવું.

**પ્રવેશ ૬ ઠો**—ખોડીદાર પાસેના અરણ્યમાં હમ્મીરની છાવણી.

એક માસની મુદત વ્યતીત થતી જતી હોવાથી જેહલની મુંઝવણ. બાળીકા ઉપર હમ્મીરનો જુલ્મ તથા બળાત્કાર. અણીને પ્રસંગે નવઘણનું આવી પહોંચવું, લડાઇ, હમ્મીરનો પરાજય, ભૂલની માફી, ઉભયની એકતા.

સીન ટ્રાન્સફર.

હમ્મીરનું સ્વાગત, નવઘણ કાન્તા, જેહલ, સાગંતના હસ્ત મેળાપ. અંતીમ. આનંદ

શાન્તી શાન્તી શાન્તી

---

# મુખ્ય પાત્રો.

રા૦ કુવાટ—જુનાગઢનો વિષય લંપટ રાજા.
રા૦ નવઘણુ—તેનો નિતિમાન પુત્ર.
રાં૦ લાખા ફુલાણી—કચ્છનો રાવ.
મુળરાજ સોલંકી—ગુજરાતનો રાજા.
દંડકરાજ—મુળરાજના કાકા.
કુર્ણસીંહ—તેનો અવિચારી પુત્ર, જુનાગઢનો સુબો.
દેવાકાંત—સોરઠનો દેશભકત આહીર.
સામંતરાય—આહીર જાગીરદારનો સ્વદેશપ્રેમી પુત્ર,
જેહલનો પ્રેમપાત્ર.
હમ્મીર—(સુમરો) સીંધનો શાહજાદો.
બીજલ—દેવાઈતનો દારૂડીયો ભાઈ.
હરભમ—રા૦ કવાટનો હજુરી. હીરબાઇનો ધણી.
આયર—મુળરાજનો હજુરી, હરભમનો સસરો.
છબીલો—હરભમનો વફાદાર નોકર.

# સ્ત્રી પાત્રો.

---

કાન્તા—દંડકરાજની પુત્રી, નવઘણની પત્ની.

જેહલ—દેવાઇતની કન્યા, સામંતની પત્ની.

સાંઘીબા—રા૦ કવાટની સાધ્વી પત્ની.

સુલોચના-દંડકરાજની પત્ની, કાન્તા તથા કણુસીંહની માતા

હીરબાઇ—ખાચરની પુત્રી, હુરભમની પત્ની.

ઝબોલા—હીરબાઇની ચાકરડી, છબીલાનું પ્રેમપાત્ર.

એ સિવાય દાસ, દાસીઓ, લશ્કર, સીપાઇયો, દેવી, વાઘ, નાગ વિગેરે વિગેરે.



श्री गणेशायनमः

श्री सरस्वत्यैनमः

# :રા'નવઘણ નાટકનાં ગાયનો



## મંગળાચરણ.

આાળાઓ—

શ્રી હરી સૃષ્ટિના ત્રિભુવર સુખકર

પરબ્રહ્મ પરમેશ સહુના શુભ કર્તા દુઃખ હર્તા....

પ્રીયકર !—શ્રી હરી.

લીલા અકળ વિમળ છે જ્ઞાની પણ નવ કળે

ગુણગામી નિષ્કામી સુખધામી પ્રણામી

અખિલ બ્રહ્માંડપતિની ગતિ મ.રી વિચિત્ર કૃતિ

વેદને પુરાણુ ઉચરે ...............વિશ્વંભર !—

૨

બાળાઓ—

ભારતમાં કેવાં કેવાં થયાં બાળ (૨)
ભીષ્મ જેવા, કૃષ્ણ દેવા
કર્મવીર ! ધીર એ ભુપાલ ! ભારત.
દૈવી વ્યક્તિ, મહાન શક્તિ, ઉરમાં જેને દેશભક્તિ.
તિલકભાલ ! મોહનમાળ !
હીંદના હીરા સાચા લાલ !! ભારત.

૩

દાસ દાસીઓ—

જય જય શ્રીપ્રભુ નમમિ, કલ્યાણદાતા સુખનાશાતા
ભવ ભયહર, શાંતી સુધાકર, પતિત પાવન અધમોદ્ધારણ-જય.
ભવસિંધુ તરે તુજ કૃપાયે, માનવ દાનવ આ જગમાંહે
ઉત્તમ ભક્તિ ન્યારીછે તારી, પ્રણામ....પ્રણામ...પ્રણામ-જય.

૪

હરસમ—ઓ બંગાલી બુલબુલ મારા શા કાજે રીસાઓ
હીરૂબાઈ—ખંભાતી ખચ્ચર અહિંથી બરસેળા થઈ જાઓ
ભીલો—મારા માનીતા ભોજાક ચાલને બોલાવે તારા
બાપનો જમાઈ

હરભમ—ગંધાતી વરિયાળી અંતરગઢ માંહે ગંધાઓ
છબીલી—જાઓ ખસો ભોળી ભામાને શામાટે સતાવો—
મારા૦

હરભમ—ગૃહરાણી થઇ આ રાજાના મ્હેલોને શોભાવો
:હીરબાઇ—છુટાછેડા આપી સીધા સોનાપુરમાં જાઓ
નાની નણદીના ભાઈ (૨)—ચાલ.

૫

કાન્તા—સખી જુઓ કેવું ખિલ્યું ઉપવન !!
મીઠી મીઠી કુંજે મ્હેકે છે મીઠાં ફુલડાં !!!
સખીઓ—અલી તારૂં તેવું ખિલ્યું છે યૌવન !!—મીઠી.
ભાવ રસિક રમણીના નયણાં સમજાય છે
કાન્તા—નિર્મળ આ નીર વહન થાય છે !!
સખીઓ—વિરહાકુળ કોકીલા આલાપતી જણાય છે
કાન્તા—બોલે મધુરાં બોલ !
સખીઓ—મદભીની છે અમોલ, ઉરના તું ભેદ ખોલ
—મીઠી.

કાન્તા—શિતળ સમીર અહિં સુવાસિત વાય છે જોઈ
મને કંઈકંઇ થાય છે.

સખીઓ—મળશે મનમાન્યો મોહન કાં અધિકારી આમ!!
કાન્તા—કેડો છોડો તમામ !!
સખીઓ—હૃદયે રમે કો રામ! તેનું કહે તું નામ !!!
—મીઠી.

૬

સખીઓ—શરમાય સખી હવે શાનેરે મનમોહન મંદિર જાને
કાન્તા—શીદને અલી તું અકળાવેરે દુઃખ થાય દિલે દુર કાને
સખીઓ—બની કન્ત તણી પટરાણી
અમે વાત અંતરની જાણી
હવે છાની વાતો કરજેરે—મન૦
કાન્તા—મુગ્ધાહું પ્રેમ અજાણી સમજાય નહિ તમ વાણી
હુ હારી તમથી હારીરે—મન૦

૭

કાન્તા—પ્રેમભીનાં! પ્રેમદાનો હાથ ઝાલી
શુદ્ધ પ્રેમથી નિભાવજો
નરઘણુ—પ્રેમભીની! સહુની શાણી પ્યારી
સંસારને સોહાવજો.

મોહનની મીઠી મનહારી તું મોહિની
પ્રીયતમજી ચંદ્ર મારા હું તમારી રોહીણી
કાન્તા—આજ મારા ભાગ્યની ઉષા ખીલી ખીલાવજો
પ્યારા પધારી રસ પ્યાલી પીવરાવજો
રંગે રંગીલા રેલાવજો........પ્રેમભીનાં.

૮

કાન્તા—જન શું ગુમાન રાખે જીંદગી નથી સદાની
દીનચાર ખીલી ચંદા પલમાં ડુબી જવાની
રાવણ સરીખો બળીયો યુધે ચડીને હાર્યો
સીતાપતિ શ્રી રામે અભિમાન ઉતારી માર્યો—જન.
જ્યારે ઇંદ્રપદ લેવા બળિને મતિ જ્યાં વ્યાપી
વામન સ્વરૂપે ત્યારે લક્ષમાં ભૂમિને માપી—જન.

૯

જેહલ તથા આહીર કન્યાઓ—

સજે શરીરે શસ્ત્ર શિરનામણી! દેશને ઉદ્ધારવા
સંહારવા અરિ
ગાજે દુદુંભી નાદ ગગને વળી સ્હાય થા સ્વદેશીઓ?
ચંપુ શ્રીહરિ

દેશધન અમારૂં જાશે દાનવો હરી !—સજે
અહમદૅન કરો અરિ તણું મંગળકારી મહંત.
વીજયા તમ રક્ષા કરો આશીશ છે ઉરખંત.
વિષમ દુઃખ ટાળીને પધારજો ફરી, વીજય કીર્તિ
માળ મોતી કંઠમાં ધરી
દિવ્ય દેહધારી, અક્ષય સુખકારી, પુનિત પદ કરી—સજે.

આહીર કન્યા—                    ૧૦

કન્યરમણી ! તું હીતચીંતક શુભકરણી નીજદેશતણી કલ્યાણી
જોહલ—પ્રિયબ્હેની ! આ દેશતણી ભક્તિની ઇચ્છા હૃદયે સમાણી
કન્યા—દેશભક્તિમાં સાર્થક શું છે મોજ મજામાં ફરવું
નાહક લોકો માટે બ્હેની ! વીચુ મોતે શીદ મરવું—તીજ

જોહલ—નહિં જીંદગી શોભે ધનથી નહિં વસ્ત્રાભૂષણુથી
શોભા જન્મભૂમિ સન્માને ઉતમ એવા ગુણુથી—ધ્વચ્છ

કન્યા—સ્વદેશની શુભ સેવા કરવા મંત્ર પ્રથમ સમજાવો !
માતુભૂમિ ઉદ્ધારક સીદ્ધી તે અમને બતલાવો !—તીજ
—જનમંડળને કુંટુંબ ગણીને સંપ સુગંધી ફેલાવો !
પાત્યબળથી સમદ્રષ્ટીએ દિવ્ય જ્યોતિ પ્રગટાવો !—ધ્વચ્છ.

૧૧

જેહલ–દેશભક્તિની ! જ્યોતિ અંતરમાં જગાવજો હો ! સાયબા !
દિવ્ય ભાવના ફેલાય ! દેશબંધુ દીલમાંય !
• નીજ કર્મ ધર્મ ધરીને જગમાં જશ રેખા દીપાવો ! !-દેશ.
સામંત–શેરા હું સધુ સ્વદેશની એ સુંદરી !
સત્કર્મ મારૂં છે સાચું એ સુંદરી ! !
જેહલ–એજ આર્ય બાળ ધર્મ ધીર થઇ શોભાવજો !-દેશ.

૧૨

બાચર– લુચ્ચા જમાઇ તેં મારી ઇજ્જતનાં આજે કરાવ્યા કાંકરા
હરભમ– પુછ્યાવીના તું મારી આ બાયડી લઇને ચાલ્યો ક્યાં વાંદરા
હીરબાઇ– .........પિતાજી મારા પીયર લઇ જાય છે.
હરભમ............વહાના જેવું જીવન આ થાય છે.
છબીલો– કાલે સવારના જાશું અગરમાં બેરી નવીન કેઇ લાવશું
હરભમ– ત્યારે તો દીકરા હસી હરાવી નવીને પ્રીતે રમાડશું
હીરબાઇ.........ચાલો પિતાજી સુખે છોડીને ઘર
છબીલો.........બુદ્ધિમાં એમનો ડબ્બો તો ગુલ છે
હરભમ.........બાયડી થઇ ભાગવું એ તમારી !ભૂલ છે–લુચ્ચા

૧૩

મોંઘીલા– કુંગ આવ્યો આ કાળ ઇશ ! થા સહાયરે !!
સ્વામિ આધારે જીવનદોરી ભાગ્યે લખાયુ નહિં બળજોરી

શા. કવાટ—કરો ન કલ્પાંત શાણી થાને શાંત વ્હાલા સુતરે !
આંધીઆ—ચાલો પ્રિય બાળ ! અતિ દુઃખ ઉરે થાયરે—કુડો.

૧૪

કન્યાઓ—આ વિશ્વમહી વિદવાન વનિતા પ્રબળ છે
વળી કોમળ જેનું હૃદય કમળ વિમળ છે
અજ્ઞાન નારીની રીતભાત નહિં સારી
અંતરમાં જેણે ઝેરી કટારી ધારી.
સુશિક્ષિત નારી સહકુટુંબે ભવ તરતી
તે સદાચરણથી અક્ષય સુખને વરતી

૧૫

જેહલ— અજર અમર પદ મેળવનારી પતિવ્રતા જગમાં !
સાવિત્રિ તારા સીતાયે દ્રૌપદી રૂકમીણી કુન્તાયે
અચળ કીર્તિ નિર્મળ વૃત્તિયા પ્રાપ્ત કરી જગમાં
કન્યા—પણ બ્હેની અર્વાચિન નારી, પ્રાચિન રીતીને ભૂલનારી
ક્યાંથી તરે ભવ સિંધુ પતિ સંગ જગમાં !!
જેહલ—સતિને સુરવર મુનિ નમે છે આશીશ દઇ સન્માન કરે છે
સતિનો મહિમા છે સર્વોત્તમ જગમાં

૧૬

જેહુલ—નાર ગુણવંતી સદા સંસારને શોભાવતી!
પતિપ્રેમમાં તન્મય બની આદર્શ જીવન ગાળતી–નાર
પ્રભૂ સમાન પતિપદ પૂજી જન્મને એ સુધારતી !
ગૃહિણી ધર્મ દિપાવી જગમાં ! કુટુંબને ઉદ્ધારતી–નાર
નાર મંદમતી જે પતિને નીજ સમાન પ્રમાણતી!
આભૂષણુ ધારી નવીન નિત્ય સ્વચ્છંદ સુખમાં મ્હાલતી

૧૭

અંધીઆ—વિનતિ મારી ઉરે ધરો દયાળુ ! દુઃખવામી !!
તમવીણુ કરૂં હું કોનો આશ્ર હે ! મોરારી !!–વિ.
મનધારે નહિં ધીર ખબર ન આવી લગીર
તનુંજ ત્રીયા છે અધીર દુઃખ દે ત્રિદારી !–વિનતિ.

૧૮

હરભમ—ભૂલ છે (૩) રે પ્યારી આતો તમારી ભૂલ છે
માનો મધુરી આશક પડયો છું તારાપર જીવન
આકુલછે રે—પ્યારી.
હીરબાઇ—ઘેર આવો તો ભોજન જમાડું પછીથી પ્રીતીના રંગેરમાડું
હરભમ—............આતો કોઇ ખાનદાન કુળ છેરે—પ્યારી.

**છબીલો**—સામું જુવો જરા આંખડી મીલાવીએ ઢીંગલાને ઢીંગ
લીના વેશ ભજવીયે રંસાઇ તું નાહક ફજુલછે રે—પ્યારી
**છબીલી**—ભીખારી ભામટાઓ ભડકેલ ભૂત છે બ્રાહ્મણના વેશમાં
સાચા અબધુત છે બાયડી વિનાનો ભવધુળ છેરે—પ્યારી

૧૯

**બાચર**—ગંભીર ગોટાળો તેં કીધો કરૂં બચ્ચા મારીને સીધો,
**હીરબાઇ**—ના મારશો ના મારશો આ બ્રાહ્મણને
**હરભમ**—બાર્ઈશાબ બાઇશાબ બાઇશાબ ભૂલ થઇ
**બાચર**—કાપું તારી ઉંચી નીચી ગરદનને—ગંભીર
બ્રાહ્મણ થઇને ઠગતો જગને
**છબીલી**—....................મારો બગને
**હરભમ**—બચાવ મારી બાપુડી આ બ્રાહ્મણને લે ઉગારી—ગંભીર

૨૦

**ખેડુત સ્ત્રી તથા બાલીકાઓ**—

ભારતને ઉદ્ધારનારો રેંટીયો અમોને પ્યારો
ભાગોદયનો સુંર્ય એ છે અમારો
સોહમ્ સોહમ્ બોલ બોલે ભારત સુતનું મનડું ડોલે
આત્મભાન આપનારો તનના તાપ કાપનારો—ભારત
સુદર્શન ચક્રશક્તિ દેશની કરાવે ભક્તિ
દેશીઓને તારનારો મોક્ષધામ આપનારો—ભારત

૨૧

કાન્તા—જોગીડા ! જપેછે માળ તારી જોગણુ ! બીચારી
ભેખ ધરીને ભમે ભાનને વિસારી
પ્રેમની વિભુતી ચોળી શોધે વનેવન ખોળી—જોગીડા!
નવઘણ—સ્નેહ સેવા સાચી જાણી મળી તુ સુભાગ્યે શાણી
માનુની છો હૃદય મણી ધન્ય ટેક જોઇ રમણી !
કાન્તા—છુપી તારી અંતરમાં ઉતારી ઓ ! વિહારી !—જોગીડા!

જેહુલ—છે કેવી ખીલી રહેલી ઉપવનની બહાર
વૃક્ષને વેલી વીંટી રહેલી અંતરમાં ધરી પ્યાર—છે.
મોર મયુર ચકોર ચકોરી કેવી મનોહર સારસ જોડી
આનંદ કેલીથી જીવન ગાળતી રમ્ય સ્થાનોમાં આવાર—છે.
સરજનહારે સૃષ્ટિ રચી સારી ઉતમ નરનારી જોડ પ્યારી
એકલડું નહિ જીવન કામનું શૂન્ય લાગે સંસાર—છે.

૨૩

જેહુલ—આનંદની ફુલવાડીમાં હરશું ફરશું સાથ
રમશું નિર્મળ નેહથી ઝાલીને તવ હાથ
સામંત—મીઠી મેના મીઠા બોલ તારા જાણે વરસે છે અમૃતધારા
જેહુલ—નયનોનાં તારા તમે પ્રાણ પ્યારા શાણાં સલુણાં સુજાણ

૨૩

સામંત—.. ......અતિ કરમાં તું મારા વખાણુ
જેહલ—નિર્મળ જીવન આ નિર્મળ થઇ ગાળશું
પ્રેમી પોપટજી પ્યારા! મીઠી.

૨૪

કાન્તા—વાદલડી ! ધારા અમીધારા ! વરસાવ ! ! !
પ્યાસી ચાતકીની ને તરસાવ ! !
સખીયો—રમણી ચિત્ત રસિક ન્હાય હૃદયમાં નીશદીન મુઝાય
લલિત પ્રેમ ગીત ગાય પ્રિતમ વિરહે વ્યાકુળ થાય
કાન્તા—...............રસ કુંજે નિકુંજે રેલાવ ! !—વાદલડી ?
સખીયો—કુસુમ ખીલ્યું આ કરમાય મનથી એ મધુકરને ન્હાય
ગુંજે અલિ ફુલોપર સદાય તોય આલી ઉરમાં અકુલાય
કાન્તા—...........શાન્તી વનમાં ઉપવનમાં ફેલાવ ! !—વાદલડી

૨૫

સખીયો—મદન મદમાતી તું શાને શરમાતી,
તું શાને શરમાતી, તું હૈયે હરખાતી—મદન
અલી તારી કંચુકી જો અંગે ના સમાતી
ધડક ધડક થાતી જોને તારી છાતી!
જોબનના ઉમળકે તું તો થન ગનથન ગન થાતી—મદન

૨૩

કાન્તા—શીદને સતાવો સખી હું તો છું અજાણી
બાળી ભોળી રૂમઝુમના જુદી તવવાણી
સખીઓ—પ્રીતમના ઉછરંગે આતો તનમનમાં મલકાતી—મદન

૨૬

આચર-પાદરી
હુરમ-હાગઆઇ
છબીલો-છબીલી

આજે થઇ ગઇ સાદી શાની મટી બરબાદી
સાચી રહી આબાદી રૂપછાપુરી કીધી આજ
ખુબ જોડી મળી વાહ બંનેની આશા ફળી
નાચો ગાવો આવો ધુમ મચાવો આપસમાં સહુ—આજે

૨૭

દરબારી-કંચનીઓ—જય જય સોરઠ શીરતાજ રાજ!
અવિચળ રહો અમપર નૃપાળ! -જય
યાવત્ ચંદ્ર દિવાકર તપજો
ન્યાય નિતી નિત્ય અંતર ધરજો
અખંડિત યશ પામો ભૂપાળ! -જય

૨૮

જેહલ- વેગે કરજે વ્હાર દીન ભગીનીની
હે! સોરઠના શીરતાજ!!
અવસર આ સાચવ પ્રિયબંધુ વચન દીધું તે દિપાવ!
ભવસાગરમાં સુની ભટકતી નાવ સુકાની બચાવ!!-હે!

૨૮

દુષ્ટ દમન કરે રહાયક થા વિર ! નહિતો જશે તુજલાજ
સમય સાધી વ્હેલેરા વળજે શીયળ રક્ષણ કાજ ! !—હે !

૨૯

કાંતા—ભાગ્ય તણી ગતી અદભૂત ભાળી
વિચિત્ર કૃતી નીયંતાની નિહાળી
સુખદુખ પલપલમાં પલટાય !—ભાગ્ય ;
માનવ મિથ્યા આશ, ધરે મન, ફુલાઇ ફોકટ તાપ તપે તન
મૃગજળ પીવા મુર્ખ લલચાય
વિધિને વશ જગત જણાય !!—ભાગ્ય.

30

કાંતા—મોહનજી ! મારા નરવર છો પ્યારા
નયનો તારા દીલ મુજ હરનારા
મનહારા ! છબી અંતરપટ પર ધારી
સુખ સરવર કુંજ વિહારી !!—મોહનજી !
નવઘણ—મુજ મન શીતળ કરનારો ચંદ્રા ભુતળની ન્યારી
ઉદધી અંતર રેલવનારી
કાંતા—વિશુદ્ધમનથી સેવા કરૂં હું તમારી
પતિ નામ સ્મરણ નિત્ય છે અક્ષય સુખકારી
શિરછત્ર ચુડામણી મારા !—મોહનજી !

૩૧

મોંઘીબા—દીન તણાં દુઃખ વિદારી
ભગીનીના કષ્ટ નિવારી
જગતમાં અમર થઇ કીર્તી યશ જાય છવાઇ—દીન

જન્મી ન કરી માતૃભૂસેવા કર્મ કરે દીનને દુઃખ દેવા
દીધું ન દાન! હર્યાં ન દુઃખ!!
પ્રભુ કૃપાથી મળી સંપતિ
વ્યર્થ ગઇ જીવનની કમાઇ!!—દીન

૩૨

હુરર્મસ હીરબાઇ-વેલ ગુડનાઇટ એન્ડ ઓલ રાઇટ ફળીઆશ
આજ અમારી.
એકસ્ટ્રા નંબર વન પીશું ખાશું કચુંબર ધારી
હુરભમ—આ હીરબાઇ માટે હરભમની ભારે થઇ ખુવારી
છબીલો—છબીલી માટે આ છબીલે ખોઇ છે ઇજ્જત સારી
બાબર—પણ સબરાની બલિહારી દીધી શીખામણ સારી
હુરભમ—...............સુધરી હરભમની પ્યારી
છબીલો—...............છબીલી છબીલાની પ્યારી
બધા—થઇ ખુશ ખુશાલી ખુશ ખુશાલી નાચો હાથ ઝાલી

૩૩

જેહુલ—

વ્હાલા! તારો ઉગારો હે મોરારી!!
શરણું ચહું કરો વ્હાર! આશ છે તારી
જીંદગ નાવ દુઃખ સિંધુ ડોલાવે
તારણહાર! દયા ઉર નવ લાવે
ભવમાં ભટકી જીવ જાય મૃત્યુ વીના અવર ન ઉપાય
દુઃખ દે વિહારી!

# સમાપ્ત.

# જાહેર ખબર.

શ્રી રમાકાન્ત નાટક સમાજમાં ભજવાતા નાટકોની ચોપડી સમાજનો જ્યાં મુકામ હશે ત્યાંથી રોકડી કીંમતે મળશે.

| નાટકનું નામ | કીંમત. |
| --- | --- |
| ચંદ્ર લક્ષ્મિ | રૂા. ૦—૪—૦ |
| બાજીરાવ | ૦—૩—૦ |
| પરમહંસ | ૦—૪—૦ |
| પ્રભાવતિ | ૦—૩—૦ |
| દેવી ચોધરાણી | ૦—૩—૦ |
| જરાસંધ | ૦—૩—૦ |

માલિક.

શ્રી રમાકાન્ત નાટકશા

શા. ચુનીલાલ અમીચંદના ધી સુરત જૈન એન્જીન પ્રેસમાં પ્રસન્નવદન છબીલારામ દીક્ષીતે છાપ્યું. ઠા॰ ખપાટીઆ ચકલા સુરત અને અમૃતલાલ મહાદેવ ઇશ્વર આશારામ ઓઝાએ પ્રસિદ્ધ કર્યું. ઠા. સૂર્યપ્રકાશ થીએટર—સુરત.